જ દેખતાં પાયમાલીમાં આવવાનો વખત આવે તો આ વૃદ્ધાવસ્થામાં હું શું કરી શકવાનો છું ? તે કરતાં તો આબાદ રાજ્ય છોડીને હાલમાંજ જવું એ સારૂં છે. એવો વિચાર કરી તેણે પોતાના કુટુંબ કબીલાને ધીરે ધીરે ઉદેપુરના રાજ્યમાં વિદાય કર્યા.

એક દિવસે દુર્ગાદાસ દરબારગઢમાં મહારાજા પાસે જતા હતા ત્યારે કિલ્લા ઉપર એમના બાતમીદારોએ એમને ખાનગીમાં ખબર આપી કે આજે તમે પાછા ઘેર જાઓ ત્યારે તમને મારવાને કિલ્લાને દરવાજે મહારાજાએ ચાર મારા બેસાડેલા છે. માટે શી આજ્ઞા છે? દુર્ગાદાસે તેને સમજાવી પોતાને ઘેર મોકલ્યો. દુર્ગાદાસે દરબારમાં જઇ મહારાજાને સલામ કરી કહ્યું કે મહારાજા સાહેબ, હવે આપ રાજ્ય ચલાવી શકો એવા થયા છો તથા રાજ્ય કારભારની સર્વ ખાંચખૂંચથી વાકેફ થયા છો. હું વૃદ્ધ થયો છું તેથી હવે મારો વિચાર આ છેવટના જે થોડા ઘણા દિવસો બાકી હોય તે કાશીમાં જઈ ભગવદ્દભક્તિમાં ગાળવા એવો થાય છે. માટે હવે આપ કૃપા કરીને મને રજા આપો તો બહુ સારૂં. આ સાંભળી મહારાજા અજીતસિંગજીને પણ ભાવતું હતું ને વૈદ્યે કહ્યા જેવું થયું. જ્યાં સુધી દુર્ગાદાસ જેવો વીર ને સદ્દગુણી નર રાજ્યમાં કરતા કારવતા હોય તો, જો કે દરેક કામ દુર્ગાદાસ મહારાજાના કાનપર નાંખી તેમની મંજુરી મેળવીને કરતો હતો તોપણ ત્યાં મહારાજાને કોણ પૂછે ? હલકા લોકોનો ભમાવ્યાથી એ વાત મહારાજાને ગમતી નહોતી. વળી દુર્ગાદાસને જોતા કે મહારાજાને પોતાની બાળપણાની સ્થિતિ યાદ આવતી. મહારાજાએ પંડે કોઇ સારૂ કામ કર્યું હોય તોપણ તે દુર્ગાદાસની સલાહથી થયું હશે એમ લોકો માનતા. આ સર્વ કારણોથી દુર્ગાદાસ મહારાજાને આંખના પાટા જેવો લાગતો હતો તેથી એ હવે દરબારમાંથી જાય તો સારૂં એમ મહારાજા ઇચ્છતા હતા, પણ જેના હાથ નીચે ઉછરીને મોટા થએલા ને જેના વડે રાજ્ય આબાદ ને સુખી થ-

એલું, તેને જાઓ, એમ કહેવાની મહારાજાની હિંમત ચાલતી નહિ હતી. પરંતુ જ્યારે એમણે જાતેજ જવાની પરવાનગી માગી ત્યારે એમને મન તો ટાઢે પાણીએ ખસ જવા બરાબર હતું. એટલું છતાં જ્યારે દુર્ગાદાસે કાશી જવાની પરવાનગી માગી ત્યારે જાણે પોતે એમના જવાથી બહુ દિલગીર થતા હોય એમ જણાવી ખોટા દીલથી રજા આપી. તથા જ્યારે પોતાને જરૂર પડે ત્યારે તેમની સલાહ માગેથી સલાહ આપવાની વિનંતિ કરી. પછી દુર્ગાદાસે કહ્યું કે મહારાજા સાહેબ, ગઢમાં રાજ્યનો ખજાનો આજ સુધી આપનાથી ને અન્ય સર્વથી છૂપો રાખવામાં આવ્યો છે. તે ક્યાં છે ને કેટલો છે તે માત્ર હુંજ જાણું છું, તે મારા જતા પહેલાં આપને મારે બતાવવો જોઇએ. પણ આજે હું કુંચીઓ ઘેર ભૂલી આવ્યો છું અને તે લાવી આજે બતાવવાનો વખત નથી તેથી કાલે કુંચીઓ લાવી આપને બતાવી હું આપની રજા લેઇશ. મહારાજા તે સાંભળી રાજી થયા. પરંતુ પોતે મનમાં વિચાર કર્યો કે આજે પાછા જતાં તો દરવાજા ઉપર મારા એમનો ઘાત કરશે. તે ન થાય માટે એ ઘેર જાય તે અગાઉ મારાઓ ને ચેતાવી દેવા જોઇએ કે એમનો ઘાત કરે નહિ; એમ વિચારી તેમને ચેતાવી દીધા. થોડીવારે દુર્ગાદાસ ઘેર ગયો ને પોતાના પાંચસેં સ્વારોને હથીઆરબંધ સજ્જ થએલા જોઈ પોતે પણ હથીઆર સજી સ્વાર થયો ને મહારાજાને કહાવ્યું કે મહારાજા સાહેબ આપ તો દુર્ગાદાસને કુતરાના મોતે મરાવવા તૈયાર થયા હતા, પણ દુર્ગાદાસ એમ કુતરાને મોતે મરે એવો નથી. એ તો રણક્ષેત્રમાં મરવાને તૈયાર છે, માટે આપ રણમાં પધારો. આ સંદેશો સાંભળી અજીતસિંગ ભયભીત થયો ને જેણે પોતાના પરાક્રમ, સાહસ, ધૈર્ય ને દીર્ઘદૃષ્ટિથી મારવાડ જીતી લેઇ જેનું ૨૦ વરસ સુધી સાચવી પાલન કર્યું હતું, તેના સામા થવાની પોતાની હિંમત નહિ ચાલ્યાથી તેને નિર્વિઘ્ને જ્યાં જાય ત્યાં જવા દીધો. ગુણ ઉપર અવગુણ તે આનું નામ.

દુર્ગાદાસ જોધપુરથી નીકળી ઉદેપુર ગયો ત્યારે ત્યાં મહા-

રાણા જયસિંગજી રાજ્ય કરતા હતા. તે દુર્ગાદાસની હકીકત સાંભળી તથા એણે કરેલા અથાગ ગુણનો આ રીતે બદલો મળેલો જોઇ દિલગીર થયા. તેમણે દુર્ગાદાસનું ને એમના માણસોનું સારી રીતે પોષણ થાય એટલી જીવાઇ બાંધી આપી. તેથી દુર્ગાદાસે ઉજ્જેણમાં જઈ એકાંત વાસમાં રહી મહાકાળેશ્વરની સેવા કરી પોતાનું બાકીનું આયુષ્ય પૂરૂં કર્યું. એણે સંવત ૧૭૬૫ માં દેહ છોડી ત્યારે ક્ષિપ્રાને કાંઠે એને અગ્નિસંસ્કાર દીધો.

એના મરણ માટે એક સોરઠો છે કે,

**સોરઠો.**—પ્રીત ગઇ પરતીત, સાખદડે હોતી સહી;
દાણ ધર એહી રીત, દુર્ગાસિપરા દાગીઓ.

મતલબ કે દુર્ગાદાસના મુવા પછીના એક રાજાએ એના સાખદડાના ભાયાત સાથે પણ અજીતસિંગજીના જેવીજ વર્ત્તણુંક ચલાવી ગુણ ઉપર અવગુણ કર્યો ત્યારે તેણે કવિરાજને પૂછ્યું કે રાજા આમ કેમ કરે છે? મેં કેટલો બધો ગુણ કર્યો છે તે નહિ સંભારતાં ઉલટો ગુણચોર થાય છે? ત્યારે કવિએ ઉપલો સોરઠો કહ્યો છે, કે ભાઇ તમારી સાથે પ્રીતિ ને પ્રતીતિ હતી તે સર્વ ગયું છે? પણ જેણે અસહ્ય દુઃખ વેઠી બાળપણાથી ઉછેરી મોટા કર્યા ને દિલ્લીના આલમગીર જેવા બળવાન પાદશાહ સાથે લઢીને મારવાડ જીતી લેઈ ગાદીએ બેસાડયો એવા દુર્ગાદાસનો પણ અજીતસિંગજી મહારાજાએ ઘાત કરાવવાનો વિચાર કર્યાથી દુર્ગાદાસને જોધપુરમાં અગ્નિસંસ્કાર થવા વારો ન આવ્યો ને ક્ષિપ્રા નદીને કાંઠે એમને અગ્નિસંસ્કાર થયો. ભાઈ, એ ઘેર તો એવીજ રીતિ ચાલી આવે છે.

